૩૫૪૩

# प्रस्ताविक पद्य.

## ભાગ ૧ લો.

બનાવનાર

જેશંકર આણંદજી જાની ખંભાળિયા.
સુધારાવર્દ્ધક સભા.

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

મેહેતા ગુલાબરાય લક્ષ્મીદાસ બુચ.
જામનગર.



અમદાવાદ.
ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.

સં ૧૯૪૫.—સન ૧૮૮૯.

કિંમત રૂ૦-૧-૦ આનો.

૩૯૪૩

# प्रस्ताविक पद्य.

## ભાગ ૧ લો.

બનાવનાર

જેશંકર આણંદજી જાની ખંભાળિયા.
સુધારાવર્ધક સભા.

છપાવી પ્રસિદ્ધકર્ત્તા

મેહેતા ગુલાબરાય લક્ષ્મીદાસ બુચ.
જામનગર.



અમદાવાદ.
ધાકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ.
સં. ૧૯૪૫.—સન ૧૮૮૯.
કિંમત રૂ૦-૧-૦ આનો.

# પ્રસ્તાવના.

આ પદ્ય રચાની બહાર પાડવાનો મુખ્ય હેતુ એજ કે થોડી મુદત ઉપર મેં "ચાર કહેવતની રમુજી વારતા" એ નામનું પુસ્તક છપાવી સુરા સજ્જનોની સેવામાં મૂક્યું છે; પણ દિલગીરછું કે સદરહુ વારતાનું પુસ્તક કિંમતના પ્રમાણથી કદે થોડું થયું, અને તેટલાજ માટે આ પદ્ય બહાર પાડી મારી ઉપર લખી ચોપડીઓના ગ્રાહકોને અતિ મારી માગી બક્ષિસ તરીકે નિવેદન કરૂંછું. તે ખસુસ સ્વીકારશો.

મારી કહેવતની વારતાની ચોપડી મિ. જાનીયે સુધારેલ, પણ પ્રેસના કામના દબાણને લીધે પ્રુફ અમોને નહિ આવતાં પ્રેસના મેનેજરે જાતે સુધારીછે; જેથી કેટલીએક જગોએ પ્રુફ દોશ જણાય છે વળી આ તમામ પદ્ય પણ મિ. જાનીએ રચી સુધારી આપ્યું છે. જેથી આ વખત પણ તેમનો ઉપકાર માનુંછું. મે. શુ. લ. બુ.

# અનુક્રમણિકા.

# પ્રસ્તાવિક પદ્ય.

## પ્રથમ ભાગ.

### ૧. ઈશ્વરસ્તુતિ.

#### દોહરા.

નિરાકારને નેહથી, પ્રણમું વારંવાર;
તારા શેવકનાં સદા, કર દુઃખ દુર અપાર. ૧
ભક્તિ તારી ભાવે કરૂં, લળિ લળિ લાગું પાય;
મે'ર કરો હું ઉપરે, તો દુઃખ સૌ દુર થાય. ૨
હું અજ્ઞાની બાળછું, તેનો તું શિર તાજ;
પાપ કર્યાં મેં જે અહીં, માફ કરો મા'રાજ. ૩
પ્રસ્તાવિક પ્રેમે કર્યું, મન પામી આનંદ;
પૂરણ કર પરમેશ તું, નહિં કર મુજ મતિ ભંગ. ૪
સા'ય સરસ્વતિ સદા થા, કર વિમળ મુજ વાણ;
રસિક જનોને રસપડે, એવી રચના આણ. ૫
જેશંકર ધરિ ધ્યાન તુજ, જુજ કરેછે શેવ;
સુધારા વર્ધક સદા, ભાવે ભજવા ટેવ. ૬

# ૨. મનને ઉપદેશ.

### પદ.

(પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાય, એ રાગ).

મારા મિત્ર સ્વદેશી સજ્જનો, નિશદિન કરો પ્રભુનાં ભજનો. ટેક
આજ પ્રભુયે ઉત્તમ અંગે, જન્મ દીધો જયકારી;
રામ હૃદયથી ભૂલી ગયોને, જઇ લાગ્યું ચિત્ત નારી. મારા૦
ભરજોબનમાં અથડા અથડી, ખાઇ ખાઇને થાક્યો;
એવે વખતે ઇશ ન ભજીયા, શું તું જગમાં આવ્યો. મારા૦
આજ કાલ આવી લઇ જાશે, કાળ ક્રુર કર સાહી;
સાહી પૃથ્વી પરથી તુજને, કો' મૂકે ઘર માંહી. મા૦
સ્વભાવત સંસાર સુનો છે, ફોકટ ફુલે ફુલ્યો;
તેમાં જનમી જનતું મનથી, રામ ખરેખર ભુલ્યો. મારા૦
પરપોટા જેવા વારીના, લય ઉત્પત્તિ થાશે;
તેવીજ રીતે હું તું જાતાં, વખ્ત[2] જરા નહીં જાશે. મારા૦
પ્રભુ ભજીલે મુઢ મતિના, માનવી મનથી મા'લી;
જેશંકર જાનીનું કે'વું, હૃદયા મધ્યે ઘાલી. મારા૦
સુધારા વર્ધક અઢળક સુખ, પ્રભુ ભજ્યાથી પામો;
ભવસાગર તરિ તર્ત તમેતો, સ્વર્ગ ભુવનમાં જામો. મારા૦

---

૧. ડીસંબર ૧૮૮૬ ના સૌરાષ્ટ્ર દર્પણ અંક ૧૨ માં છ-
પાંણી છે. ૨ વખત. સુ. વ. સભા.

## ૩. કજોડાં કષ્ટ[1].

### લાવણી.

જગતમાં હું છું દુઃખિયારી—એવાર.
નાના કંથથી લગ્ન કર્યું, દુઃખ પડ્યાં મને ભારી.
પતિ મુજ મા,બા, મુખ જપતો;—એવાર.
બાળ નિશાળે જતાં, સ્વામિ રસ્તામાં રમતો;
પતિ એ માન મૂકી ભમતો—એવાર.
અણુસમજુ મુજ બાળ કંથ મૂરખમાં એ ખપતો.
દેખિ દિલ દાઝે છે દાડી;—એવાર
નાના કંથથી લગ્ન કર્યે, દુઃખ પડ્યાં મને ભારી. ॥૧॥
ભાન નહીં અંગ તણું કાંઇ;—એવાર
નગ્ન શરીરે સાંજ સવારે, ફરે ભુવન માંહી.
આજ હું સોલ વરસની નાર;—એવાર.
કામ અતિ કાયામાં જાગ્યે, બની ગઇ એ હાલ.
સાસરે જતાં દિલ નહીં થાય;—એવાર.
યુવા અવસ્થા ચડતાં આજે, છાતી થડકા ખાય.
જુવાની ચડી જોર મારી;—એવાર.
નાના કંથથી લગ્ન કર્યે, દુઃખ પડયાં મને ભારી. ॥૨॥
અરે એ હત્યારાં માબાપ;—એવાર

[1]સ્વદેશ હિત બોધક ચોપાનીયાના પુસ્તક ચોથાના અંક ચોથામાં છપાણી છે. સુ. ૫. સભા.

બાળ કંથને પરણાવ્યાથી, પામુંછું સંતાપ;
જનમતાં ! ઓ મારી માતા;--બેવાર.
વિષ ઘોળી જો આપત મુજને, તો દુઃખ નહીં થાતાં.
પે'રવા ભાત ભાતનાં ચીર;—બેવાર
મનની સૌ મનમાં રહિ જાતાં, નયને આવે નીર;
ધિરજ નહિ રે' મનમાં ધારી;—બેવાર
નાના કંથથી લગ્ન કર્યે, દુઃખ પડ્યાં મને ભારી. ॥૩॥
હવે હું મનમાં બહુ મુંઝાઊં;—
ભરજોબન ભરપુર ભરાતાં, અંગે હું અકળાઊં;
પાણી ભરવા પ્રીતે જાતી;—બેવાર
સૌ સખિયો સાથે મળતી તો, વાત મારી થાતી.
વળી સૌ નર નારી સ્જને;—બેવાર
સનમુખ આવી વાત વદે, શું નાનો કંથ તુજને.
મને સૌ જોય ધારી ધારી;—બેવાર
નાના કંથથી લગ્ન કર્યે, દુઃખ પડ્યાં મને ભારી. ॥૪॥
હવે હું કાયર થઇ કંથે;—બેવાર
ખાખ લગાવી અંગે, જોગણુ થઈ પળવું પંથે;
અગર કરી આપઘાત મરવું;—બેવાર
નદી તળાવે ડુબી, મારૂં વય પુરૂં કરવું.
તમેરે ! ! ! સમજુ સૌ સજનો;—બેવાર
જોઈ વિચારી પુત્રીનાં તો, લગ્ન પ્રિતે કરજો.

"જાની " હું વાત વદું હારી;—એવાર
નાના કંથથી લગ્ન કર્યે. દુઃખ પડ્યાં મને ભારી. ॥૫॥

---

## ૪ શંકરની સ્તુતી.*

### ગંરબી.

શંકર સુતને લાગું પાય, વાણિ સુદ્ધ કર સારદ માય;
હું બિલેશ્વર કહું મહિમાય, ડંકો દીધો દિગપાળે ખરોરે.
તારો પશ્ચિમ ખંડે વાસ, તું પુરનર નારીની આશ;
જેથી તુજ ઉપર વિશ્વાસ, ડંકો દીધો દિગપાળે ખરોરે.
તારૂં રૂપ ત્રિગુણ ભૂમાં, વળી ભુજ ચાલે ચૌ દિશમાં;
છે ડંકો તુજ આ ખંડમાં, ડંકો દીધો દિગપાળે ખરોરે,
ખાખ લગાવી તું ધર ધ્યાન, ઘાલી સુંદર મુદ્રા કાન;
પછી બિલાકર મધુરૂં ગાન, ડંકો દીધો દિગપાળે ખરોરે.
નાખી ગળે રૂંઢની માળ, ઐા સાથે ભુજંગ વિશાળ;
કર ધરિ કર ડમરૂ રણકાર, ડંકો દીધો દિગપાળે ખરોરે.
તેં કર્યું વાઘંબર આસંન, વળી બહુ ભસ્મ લગાવી અંગ;
તુંરે' ભાંગ પીને પરસંન, ડંકો દિધો દિગપાળે ખરોરે.
માતા પારવતી અધ અંગ, પ્રેમે બેસાર્યાં ઉછરંગ;

---

*તા. ૨૩–૮–૮૫ ના રોજ બીલેશ્વર મહાદેવનાં દર્શણ કરવા મારા મિ૰ પરસોતમ પુંજા સાથે ગયેલ તે વખત ત્યાંજ કરેલ.

તેને રાખોછો નિત સંગ, ડંકો દીધો દિગપાળે ખરોરે.
તું છો દેવ તણો મા'દેવ, સુરિવર મુનિવર કરતા સેવ;
ભજવા બ્રહ્મ સુતાને ટેવ, ડંકો દીધો દિગપાળે ખરોરે.
નારદ સારદ તુજ ગુણ ગાય, બ્રહ્મા વિષ્ણુ લાગે પાય;
તેથી તું થા તેને સા'ય, ડંકો દીધો દિગપાળે ખરોરે.
ગુણ ગાયા તારા આ વાર, જે જાણ્યું મેં મતિ અનુસાર;
છે મુજને તારો આધાર, ડંકો દીધો દિગપાળે ખરોરે.
સુંદર સાલ કહું ચાલીશ, શ્રાવણ મહિનો મન માંનીશ;
આઠમ સુદને છે આદિત, ડંકો દીધો દિગપાળે ખરોરે.
જપતો જેશંકર જગદિશ, અર્પિ ઉભો તુજને શિશ;
માટે આપ મને આશિષ, ડંકો દીધો દિગપાળે ખરોરે.

---

## ૫. વૃદ્ધ વરની વનીતાનો વીલાપ.

### હરિગીત છંદ.

મુજ આજ જન્મ થતાં જનેતા, દિલ અતિ હરખાય છે;
વળી તાત વાત સુણી જનમની, મન ઘણા મલકાય છે.
ઓ વર્ષ વિતે આજ પુત્રિ, પ્રસવ થ્યે ભાંગી ભિતી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
સંતાન મુજ વિણુ નહીં હતું, માબાપ મારાને કંઇ;
બહુ હોંસથી ઉછેરતાં, મોં માગતાં આપે લઈ.
ઓ ભાઈ !!! પણ પાપિ પિતાયે, કેવી કરી મારી ગતિ;

હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
બહુ દામ લઈ વિક્રય કર્યો, હું બાળ અણુસમજુ તણો;
નહીં સાર વાંચ્યો માહેરો, અન્યાય તો કીધો ઘણો.
લઈ "આંકડાથી માંકડું" કરિ મેળ રીતિ ચાલતી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
દિલ હોંશ છે દરવેશ, વળિ બહુ એશ કરવાની મતિ;
જ્યાં જોઉં મારા કંથને, ત્યાં વાત મૂકું છું જતી.
યુવા અવસ્થા આવતાં, નહીં અંગ અગ્નિ સામતી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
હું સોળ વયની નાર, પ્રાણપતિ પચાશે પુગીયા;
નહીં અંગ કંઈ અનંગ, પાય અપંગ થાવા આવીયા.
સૌ અંગમાં બળ હિન,નીરખું બે નયન દુઃખથી પતિ;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
અંગે અનંગ અપાર વાપ્યો, શાંત કાંત કરે નહીં;
મેં પાપ પે'લાં શું કરેલાં, આવી ગત મારી થઈ.
સૌ ઠામ નહીં આરામ પામું, મોત માગું દર્દથી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
હું રાગ રંગ રમત ગમત, કરવા કહું જ્યાં કંથને;
તો તુર્ત મુખ ના પાડી, મુજ ઉદાશ કરશે મનને.
એ રીત દેખી નહિં કદિ, ભરથાર પાસે મેં રતિ;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
વળિ પાંચ ઇંદ્રિ સીથિલ થઇ, બહુ બે'ર મારી તો ગઈ;

નિજ અંગમાં ઉત્તમ ખરે તે, આંખ વય થાતાં ગઈ.
પાણી અતિ ચાલ્યું જતું, મુજ કંથના બે નાકથી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
લઇ લાકડી ચાલે પતિ, ગુજ જુજ પાય ધરી ધરી;
લડથડી લપટી જાય, શક્તિ જોણી નહીં અંગે જરી.
આ રોઝડું કરમે લખેલું, ક્યાં હતું કહુ છું કથી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
હે લોક ! ! ! દુઃખના થોક, પડતાં પોક મુકી હું રડું;
વિચાર મનમાં થાય કે, હું વાવમાં જઇને પડું.
કરી આપઘાત મરૂં અરે ! તો નર્કમાં કેવી ગતિ;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
ઓ હિંદ નર નાદાન, કાં તું ભાન મન ભુલી ગયો;
તું આંખ મીંચી ભીંતમાં, જઈ જાણી ગુઝી ભૂટકયો.
ધર ભાન અરજી કાન સુણી, આ ઠામ જે કહી મુજ મતિ;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.
જુગતે કેરેછે અર્જ, જેશંકર સહુ સદ ગૃહસ્થને;
બહુ મનન કરી મન સાથ, પુત્રિ આપજો સુજનને.
સ્વદેશ સુધારા સભાની, છેવટે એ વીનતી;
હું આજ ઘરડા કંથથી, દુઃખ અંગમાં પામું અતિ.

## ૬. [1]કન્યાવિક્રય કાં કરો?

### ભોપાળી કલ્યાણ.

ગુર્જરી પ્રજા ગુમાન મન ધરી;
પુત્રિ વેહેચવાની રીત શૌ કરો પરી. ટેક.
ઊંચ નીચ જોવું નહીં આંખે, અંધા થઈ અથડાયો;
રૂપ કરૂપો બાળ ન જુવો, પૈસા લેવા વ્હાયો. ગુર્જરી.
મનમાની તું એલું મૂકી, પુરી આશ કરો;
દામ અતિ લેતાં દિલમાં ડર, પ્રભુનો નહીં ધરો. ગુર્જરી.
રીત નહીં આદિની આતો, હવણાં થઇ ચાલુ;
ઘટે નહીં આ રીત તમોને, માન!! કહ્યું મારૂં ગુર્જરી.
પુત્રિ વેચી પૈસા લેવા, અતિ હર્ષ આણો;
અતિ આજ ફિટકાર એ જનને, ખર જેવો જાણો. ગુર્જરી.
ઊંચ કુળ અવતાર ધરીને, આવી આશા રાખો;
મન માનીતા પૈસા લઇને, પાપ તણાં ફળ ચાખો. ગુર્જર.
અણુસમજુયે રીત કરી, આ પૈસા મેળવવા;
થઇ રીત ગાડરીયા માફક, લાગ્યા ધન હરવા. ગુર્જરી.
વગર મે'નતે મેળવીયા તે, પૈસા નહીં રે'નાર;
નીચ નજરના પૈસા એતો કુરસ્તે જાનાર. ગુર્જરી.

---

૧ સ્વદેશ હિત બોધકના ચોથા પુસ્તકના ચોથા અંકમાં દાખલ થઇ છે. સુ૦ વ૦ સભા.

સુજ્ઞ જનો આ વાણી દિલમાં, આણી આચરજો;
પૈસા લેવા પુત્રિના તે, રીત બંધ કરજો. ગુર્જરી.
કુલ વિચારી દેવી કન્યા, પૈસા નહીં લેવા;
રીત ધરો અંતર ઉઘાડી, થાઓ સુધરેલા. ગુર્જરી.
આજ કાલ આ રીત અતિશે, ચાલીછે ચોમેર;
બંધ કરો બંધુ મારા એ, અમપર લાવી મે'ર. ગુર્જરી.
જુગત અર્જ કરે જટેશંકર, એ પર ધરજો ધ્યાન;
'કન્યા વિક્રય'થી "સુધારા" ને છે બો નુકશાન. ગુર્જરી.

## ૭. [1]વિજળીનો વિનાશ.

### રાગ બનજારા.

વેટરના કાળું કીધું, બો દુનિયાને દુઃખજ દીધું,
તેં ગેબી ગલોલો માર્યો, એક જનને નહીં ઉગાર્યો;
હાય ! કુણું કલેજું વિંધ્યું, બો દુનિયાને દુઃખજ દીધું.
બત્ર ભયંકાર કરી દીધો, અણુ ધાર્યે આત્મા લીધો,
ઉતર્યું સૌ કાર્ય અવિંધ્યું, બો દુનિયાને દુઃખજ દીધું.
સૌ મનની મનમાં રાખી, ધારેલી ભાંગી નાખી,
સૌ આલમ ખારૂં કીધું, બો દુનિયાને દુઃખજ દીધું.
બાળક કીધાં બે જારી, માબાપને બાઈ વિદારી,

---

૧ સંવત ૧૯૪૫ના કાર્તક સુદ ૫ ગુરૂવાર. તા. ૮મી નવેમ્બર. ૧૮૮૮ના રોજ વિજળી ( વેટરના ) દરિયાઈ તોફાનમાં એકાએક ડુબી ગઈ.

શું ! વિશ્વે વિષ તેં પીધું, ઔ દુનિઆને દુઃખજ દીધું.
કોઈ કરે ન તારા જેવું, કદિ જગમાં નહીં થયેલું,
તેં સ્વપ્ન સમિપે કીધું, ઔ દુનિયાને દુઃખજ દીધું.
થઈ વીજ નામ વિખ્યાતી, રહી ગુપ્ત નથી દેખાતી,
માનવીનું મેણું લીધું, ઔ દુનિયાને દુઃખજ દીધું.
અંભિર ગતિ દરશાવી, અભિરાજ જગે વરસાવી,
એ સુખ તજિ સુભ સિંધુ, ઔ દુનિયાને દુઃખજ દીધું.
તેં નામ બોળ્યું નવ ખંડે, ગયા ખબર તરત ઇંગ્લંડે,
અપજશનું આળજ લીધું, ઔ દુનિયાને દુઃખજ દીધુ.
ક્યાં મોટપ તારી ધરણીને, ગુમાવી નાખી ભૂલાવી,
વિજળીના નામને નિંદું, ઔ દુનિયાને દુઃખજ દીધું.
હરિ અંપદ અંગશું થાશે ? ભર્યું પગલું તેંજ પ્રવાસે,
ફળ સઘ સોસિયું સીધું, ઔ દુનિયાને દુઃખજ દીધું.
"જાની" ની દીન કાંઇ વાણી, તેં દિલમાં કેમ ન જાણી,
અણધારી ઉતાર્યું ઊંધું, ઔ દુનિયાને દુઃખજ દીધું.

## ફુડતતની રમત.

ફુડ તતતતતત, મારી ગીડી ગીડી ગીડી,
બેઠો બેઠો બેઠો કહે, કેપ મને આણિને;
કોઇ કહે મુઓછે ને કોઇ કહે નથી મુઓ,
કોઇ કહે એને હું ઉપાડી, ગયો તાણિને;
જેવો કોઇ સામા વાળો, કાચો પોચો આવે ચડી,
તેવો એક દમ મારે જોસ ભેર ચડીને;
તેના જો કદાપિ થાય મારવામાં જરા ચૂક,
કહેછે છગન જાય પગેથી ઘસેડીને.

જામનગર. છગનલાલ લક્ષ્મીદાસ.

समाप्त.

# જાહેર ખબર.

અમારી હોફીસમાં નીચે લખ્યાં પુસ્તકો દેશાવરથી વેચાવા આવેલછે. જેમને જોઇયે તેમણે રોકડી કિંમતે મંગાવી લેવાં.

| ચોપડીનું નામ. | કિંમત. | ટપાલ ખરચ. |
|---|---|---|
| સુબોધ સંગ્રહ. | ૦—૧૨—૦ | ૦—૧—૦ |
| લક્ષ્મણોદય. | ૦—૮—૦ | ૦—૦—૬ |
| મધુકૈટભવધ નાટક. | ૦—૩—૦ | ૦—૦—૬ |
| ચાર કહેવતની રમુજી વારતા. | ૦—૪—૦ | ૦—૦—૬ |
| રાહખેંગાર રાણકદેવી નાટક. | ૦—૮—૦ | ૦—૦—૬ |
| સદર ગાયન. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ગોપીચંદ નાટક. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ધી મર્ચંન્ટ ઓફ વેનીસ નાટક. ( ગુજરાતીમાં. ) | ૦—૨—૦ | ૦—૦—૬ |
| સંસાર દર્શન. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| સુકરંભા સંવાદ. | ૦—૧—૦ | ૦—૦—૬ |
| જાન મુસાફરી. | ૧—૦—૦ | ૦—૧—૦ |
| જસુરામ કૃત રાજ્યનીતિ. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| ગોપીચંદના ગરબા. | ૦—૦—૩ | ૦—૦—૬ |
| ભર્તુહરી નાટક. | ૦—૬—૦ | ૦—૦—૬ |
| સદરગાયન. | ૦—૨—૦ | ૦—૦—૬ |
| અમીરરાજ સુદાણુ નાટક. | ૦—૬—૦ | ૦—૦—૬ |
| કાલેરાના ગરબા. | ૦—૦—૬ | ૦—૦—૬ |
| નીતિદર્પણ ( છપાયછે ). | ૦—૬—૦ | ૦—૦—૬ |

જયશંકર આણંદજી જાની.

ખંભાળિયા સુધારા વર્ધક સભાના સેક્રેટરી.